
ગાંડીવ બાલોદ્યાન-માળા
કચુંબર
લેખક
જટુભાઈ
૧૪
પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર સુરત

# સવાદિયાં બાળકોને

વ્હાલાં બાળકો, તમને ખારૂં ખાટું ખાવાનો બહુ શોખ છે, નહિ વારૂ? તો આવો, તમારે માટે મેં કચુંબર તૈયાર કરી છે.

આ કચુંબર તમને ઘણી ભાવશે એવી મારી ખાતરી છે. એમાં કેળાંનો ગળ્યો સ્વાદ છે, કાચી કેરીનો ખાટો સ્વાદ છે, કમરખનો દાંતને ખટાવે તેવો સ્વાદ છે, સક્કરજનનો મીઠો સ્વાદ છે, જમરૂખની લહેજત છે; એમાં મીઠું નાંખ્યું છે, મરી નાંખ્યાં છે, જીરૂ ભભરાવ્યું છે, આદાની કચ્ચરો પણ નાંખી છે, લીલી હળદ પણ થોડી થોડી ઉમેરી છે; મરચાં પણ જરાતરા તો હોયજ ને?

તમે આ કચુંબર ખાજો, ને તમને તે કેવી ભાવે છે તે મને લખી જણાવજો.

તમારો

નટવર વીમાવાળા

# બાળકોના વડીલોને

ગુજરાતમાં બાળ સાહિત્ય હવે ઠેર ઠેર પ્રગટવા લાગ્યું છે. પરન્તુ બાળ સાહિત્ય એટલે હજુ સુધી તો માત્ર પરીઓની અને જાદુઈ વાતો એવોજ કંઈક અર્થ થતો ભાળ્યો છે. ગાંડીવ બાલોદ્યાનમાલાએ એ દષ્ટિબિન્દુ નથી રાખ્યું. તેમાં બકુલ ને નીલમ જેવી રૂપ કથાઓ સાથે ભીષ્મ ને જયબજરંગ જેવાં ચરિત્ર પણ પ્રગટ થયાં છે. તોફાની ટીપુડો જેવી પ્રાણીજીવનની કથા બહાર પડી છે. બીરબલનો બન્ધુ જેવી ચાતુર્યકથાને સ્થાન અપાયું છે, બાળવિહાર દ્વારા વિજ્ઞાનનો રસ પણ કેળવવા પ્રયત્ન થયો છે. હવે આ કચુંબર પીરસીએ છીએ. એમાં ઇતિહાસ છે ને ભૂગોળ છે, ગણિત છે ને કિંડરગાર્ટન છે; ભાષાનું જ્ઞાન છે, ગમ્મત છે, વિજ્ઞાન છે; મોજ છે, મઝા છે, બધું છે. ગુજરાતના બાળસાહિત્યમાં આ એક નવીજ વસ્તુ છે એમ માનીએ છીએ. અભ્યાસ બાળકને કંટાળા રૂપ ન બનતાં રસભર્યો બને, શોખની વસ્તુ બને એવી કંઇક અસર આ ચોપડી પાડે તો એને સાર્થક માનીશું.

બાલોદ્યાનમાલાને આપના તરફથી પૂરતું ઉત્તેજન આપશો અને તમારા બાળકોના જીવનમાં રસ પૂરશો એવી આશા સાથે વિરમીએ છીએ.

# ગાંડીવ સાહિત્ય મંદિર

**દાંડીઓ : સાપ્તાહિક**

કવિ નર્મદના એ જુગજૂના યશવંત પત્રને સુરતના મુખપત્ર તરીકે સજીવન કર્યું છે. નાગરિક પત્ર તરીકે તેણે તરત લોકપ્રીતિ મેળવી છે. વાર્ષિક લવાજમ રૂ. ૩૫.

**ગાંડીવ બાળપખવાડિક**

૯ થી ૧૪ વરસના બાળકોને નિશાળના ભણતરમાં રસ જગાડે અને મદદ કરે એ રીતે સચિત્ર સરસ લેખો આપતું એકલું પખવાડિક. વા૦ લ૦ રૂપિયા પાંચ. પરદેશ શિલિંગ બાર.

**ગાંડીવ છાપખાનું**

ગયા વીસ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

---

હવાડિયો ચકલો, સુરત

---

**સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશોજી.**

## કાંદો કેવો હોય ?

નાના સરખા ગોરધનદાસ
લૂગડાં પહેરે સો પચાસ

## હાથીને પગે તાળાં

હાથી ધમધમ ચાલે
પાતાળ પાણી હાલે
પાતાળ પાણી કાળાં
હાથીને પગે તાળાં

## આવું રમશો ?

જગુ, ભગુ, રમુ, તારા ને ચંચળ બધાં જગુને ઘેર ભેગાં થયાં. જગુ કહેઃ આજે આપણે એક નવી રમત રમીએ. એટલે તારા પૂછેઃ શેની ?

જગુ બોલ્યોઃ જુઓ, હું આ ઓરડામાં રહું છું. તમે બધાં બહાર ચાલ્યાં જાઓ. તે પહેલાં આ ઓરડામાં શું શું છે તે ધારીને જોઇ લો ને યાદ રાખો. તમે બહાર જશો એટલે બારણું બંધ કરી, ઓરડામાંથી ગમે તે એક ચીજ લઇને હું આ જોડેની ઓરડીમાં સંતાડી દઇશ. પછી તમને અંદર બોલાવીશ. મેં શું સંતાડયું છે તે જે સૌથી પહેલું કહે તે જીત્યો કહેવાય. પછી તે અંદર રહેશે અને હું બહાર આવીશ. અને તે વસ્તુ સંતાડશે. એમ વારે વારે આપણે રમીશું. કેમ ? તમને તે ગમશે ?

રમુ કહેઃ હા, હા, ભાઈ! એમાં તો બહુ મઝા પડશે.

જગુ બોલ્યોઃ ચાલો ત્યારે, આપણે રમીએ.

પછી બધાં રમવા મંડી પડયાં.

તમે આ પ્રમાણે રમજો. બહુ મઝા પડશે.

## બળદ અને ટેબલ

કીકુઃ નટુ, હું પૂછું તે કહેશે ?

નટુઃ પૂછ, જોઉં.

કીકુઃ બળદ ને ટેબલ બંને એક સરખાં કેમ ?

નટુઃ ઓહોહો ! એમાં શું પૂછ્યું ? બંનેને ચાર પગ છે તેથી. હવે તું કહે, જોઉં. કયા ગામમાં અને ચહેરામાં

કંઈ ફેર નથી ?

કીકુઃ સુરત.

## વાંક એટલે શું ?

વાંક=ગુનો.

વાંક=વાંકું હોય તે, ખાંચ.

વાંક=એક જાતનું ઘરેણું-

કોણી પાસે પહેરાય છે તે.

## શોધી કાઢો

સાચી વાત મને નહિ કહો ?

એ વાકયમાંથી એક આંકડો, છોકરાંઓનાં બે નામ અને દેશનું નામ એમ ચાર વસ્તુ શોધી કાઢો.

## ભૂગોળની રમત

રમનારા સાત કે આઠ જોઇએ. એક કાગળનો દડો બનાવવો અને દાવ નક્કી કરી એક જણને આપવો. તેણે તે દડો લઇ રમનારામાંથી ગમે તે એકને મારવો અને મારતાં મારતાં તરત ગમે તે એક દેશનું નામ દેવું. એ પરથી જેને દડો વાગે તેણે તે દેશની નદી અથવા શહેર અથવા પર્વત અથવા સરોવરનું નામ તરત દેવું જોઇએ. તે દે નહિ તો હાર્યો કહેવાય ને રમતમાંથી બાતલ થાય.

એ તરત નામ દે તો પછી દડો તેના હાથમાં આવે અને તે એ રીતે જ મારે. દાખલા તરીકે રમણે ભાનુને દડો માર્યો ને મારતાં બોલ્યોઃ નેપાળ.

ભાનુએ તરત બોલવું જોઈએઃ ખટમન્ડુ.

પછી ભાનુ દડો ફેંકતાં બોલેઃ આસામ.

જેને દડો વાગે તે બોલેઃ બ્રહ્મપુત્રા.

(આવી રીતે, જે દેશનું નામ દે ત્યાં થતી વસ્તુનું નામ દેવું એવી શરતથી પણ રમાય. દાખલા તરીકે સવાલઃ ખંભાત. જવાબઃ સુતરફેણી. સવાલઃ સુરત. જવાબઃ બરફી. વગેરે, આજ રમત ઊંધી રીતે પણ રમાય. સવાલઃ જલેબી. જવાબઃ વડોદરા. સવાલઃ હીરા. જવાબઃ ગોવળકોંડા.)

## દિલગીર ક્યારે થવું ?

પણ તે કદિ ગુસ્સે થઇ બોલે
વિપદ તને પડશે વણ તોલે
તો પછી દિલગીર થાવું ક્યારે ?
કાલે, કાલે, ભાઇ કાલે !

## છાપરે છાપરે

છાપરે છાપરે મગ વેરાયા !
એ શું ?..............વરસાદ

છાપરે છાપરે પાથરણાં પથરાયાં !
એ શું ?......................તડકો.

## ઊભા ને આડા

કા ત ર
ત પા સ
ર સ ના

રસના એટલે જીભ.

તમને ફુરસદ મળે ત્યારે આવા નવા પાંચ બનાવજો.

## ક્યાંથી શું મંગાવશો ?

પટોળાં પાટણથી મંગાવવાં
ભરતકામ સુરતથી વસાવવું
ખડાયૂચાં અમદાવાદથી આવે છે
સુતરફેણી ખંભાતની સારી
મગફળીનો પાક દાહોદમાં ઘણો
થાપડા ભાવનગરના વખણાય છે
સોપારી માંગરોળનાં મજાનાં

## રબરના ઉપયોગ

રબરથી લખેલું ભૂંસાય
રબરના દડા બને

રબરના ફુક્કાં થાય
રબરના પૈંડાં બનાવાય
રબરથી વીજળી દૂર ભાગે

રબરનો પાક આફ્રિકામાં ઘણો છે.

## જગાનો ભાઇ ભગો

આ રમત બહુ સારી છે. જ્યારે દશ બાર છોકરા રમવામાં હોય ત્યારે તો ઘણીજ મઝા આવે છે. બધાએ ગોળાકારમાં ઊભા રહેવું અને એક જણુને દાવ આપવાનું નક્કી કરીને વચ્ચે ઊભો રાખવો. તેની આંખે પાટા બાંધવા જોઇએ. પછી રમત શરૂ થાય. એટલે પાટાવાળો વચ્ચે ઊભો રહે અને છોકરાઓ ચક્કરમાં ફરવા માંડે. પછી દાવ લેનાર આંગળી કરીને બૂમ પાડે, કેઃ જગાનો ભાઈ ભગો! એટલે જેના તરફ આંગળી કરી હોય તેણે ચક્કરની વચ્ચે આવવું પડે અને પેલો દાવ લેનાર પકડી શકે નહિ એવી રીતે ચક્કરમાં ને ચક્કરમાં ખસતા રહેવું અને પકડાઈ જાય તો ઊભા રહેવું. પછી દાવ લેનારે (જગાએ) તેના શરીર પર હાથ ફેરવીને તેનું ખરૂં નામ કહેવું જોઇએ. તે ખરૂં નામ કહી શકે તો તેના પાટા છોડી નાંખવા. અને પકડાયલો છોકરો પાટા બંધાવી જગો બને. આ પ્રમાણે રમત ચાલુ ને ચાલુ રહી શકે છે, અને તેમાં ઘણીજ

મઝા આવે છે.

## ક, મ અને ભ

કાકાએ કાકીને કહ્યું: કબાટમાંથી કેરી, કમરખ, કાંદા કાઢી કચુંબર કરો.

મેના માશીએ મજૂર મારફતે મલમમાં મેળવવા માખણ મંગાવ્યું.

ભલાં ભાભીએ ભાનુને ભાવથી ભાગાકાર ભણાવ્યા.

૬, ત અને રનાં આવાં વાકય તમે બનાવવાની મહેનત કરજો.

## સાત સળીની મઝા

એક ચોરસને ચાર બાજુ હોય. બે ચોરસને આઠ બાજુ હોય. તમારે સાત દીવાસળીઓ તમારા મિત્રને આપવી અને કહેવું: બોલ આ સાત સળી વતી બે ચોરસ તું બનાવી શકશે?

દોસ્ત વિચારમાં પડશે, કે એમ કેવી રીતે બને? બે ચોરસ બનાવવા માટે તો આઠ સળી જ જોઇએ.

તે વેળા તમે એક બાજુ બંનેમાં સામાન્ય રાખી

બાજુમાં બતાવેલા ચિત્ર પ્રમાણે બે ચોરસ બનાવીને બતાવજો.

## જરા ગરમત

નાનુ: બોલ, મનું, હું પૂછું તે કહેશે ?

મનુ: પૂછ.

નાનુ: નદી ઝાડના જેવી કેમ હોય ?

મનુ: બંનેને મૂળ હોય છે તેથી. હવે તું કહે. કયું સ્ટેશન ચામડીના રોગવાળું ?

નાનુ: દાદર, કેમકે દરાજનું બીજું નામ દાદર છે.

## એક યુક્તિ

એકથી નવ સુધીના આંકડાનો સરવાળો કરો. કેટલા આવ્યા ? ૪૫

નવને દશે ગુણો ને બે વડે ભાગો. ૪૫ આવશે. બંને રકમ સરખી છે.

એકથી ચોવીસ સુધીના આંકડાનો સરવાળો કરો. કેટલા આવે છે ?

ચોવીસને પચીસે ગુણો અને બે વડે ભાગો.

બંને રકમ સરખી છે. કોઇ પણ રકમ માટે આ રીતે કરી જોજો. ખરૂં પડશે.

## કવિતા કોણે લખી ?

ભલો દેશ મારો, ભલી ભોમ મારી
મને પ્રાણથી નિત્ય છે એજ પ્યારી

આ બે લીટીનો બનાવનાર કોણ ?

## કોયડાની રીત

એક જણે થોડાં બોર વેચાતાં લીધાં. રસ્તે તેનો ભાઈ મળ્યો. અડધાં તેને આપી દીધાં. આગળ ચાલતાં તેની બહેન મળી. જેટલાં રહ્યાં હતાં, તેટલામાંનાં અડધાં તેને આપ્યાં. વળી આગળ ચાલ્યો. એટલે તેનો ભત્રીજો મળ્યો. બાકી હતાં તેમાંનાં અડધાં તેને આપ્યાં. છેવટે ઘેર પહોંચ્યો ત્યારે તેની પાસે બેજ બોર હતાં અને પોતે એકે ખાધું નહોતું; તો ખરીદતી વેળા બોર કેટલાં ?

આવા દાખલા કરવાની રીત આ છે: દાખલો છેલ્લેથી ગણવો. એની પાસે બે બોર રહ્યાં. ભત્રીજાને અડધા આપ્યાં ને અડધા બાકી રહેલાં તે બે. એટલે ભત્રીજો મળ્યો તે વેળા ચાર હતાં, પણ તે તો બહેનને આપતાં આપતાં વધેલાં અડધાં હતાં એટલે બહેનને ભાગે ચાર આવેલાં ને કુલે આઠ હતાં. એજ રીતે ભાઈ મળ્યો વેળા બીજાં આઠ હતાં. તે તેને અડધા તરીકે આપી

ટીપેલાં. આમ કુલ સોળ ખરીદ કીધાં હતાં.

આ જાતનો દરેક દાખલો આમ ઊંધી રીતે કરવો.

## રમુજી રમત

આ રમતમાં ગમે તેટલા છોકરા છોકરી ચાલશે. ચાર પાંચ હોય ત્યાં સુધી સારૂં. જેમ વધારે હોય તેમ વધારે મઝા.

દરેકના હાથમાં કોરો કાગળ ને સીસપેન જોઇએ. મુખ્ય દાવ લેનાર પાંચ મથાળાં લખાવે. જેમકે-દેશ, ફૂલ, નામ, ફળ, જાનવર.

| દેશ | ફૂલ | નામ | ફળ | જાનવર |
|---|---|---|---|---|
| | | | | |

આ પ્રમાણે મથાળાં બધાંયે લખી લેવાનાં. પછી દાવ લેનાર ગમે તે એક અક્ષર બોલે. તે અક્ષરથી શરૂ થતાં તે તે વસ્તુનાં નામ તે તે મથાળા નીચે દરેકે લખવાનાં. જેમકે તે મ બોલે તો દેશના મથાળા નીચે મોરોક્કો, ફૂલના મથાળા નીચે મોગરો, નામના મથાળા નીચે મોહન, ફળના મથાળા નીચે મરવો, પ્રાણીના મથાળા નીચે મગર એ પ્રમાણે લખાય. તે ક બોલે તો દેશના મથાળા નીચે

કેનેડા, ફૂલમાં કેસુડાં, નામમાં કેશવ, ફળમાં કમરખ ને પ્રાણીમાં કાબર કે કાગડો લખી શકાય.

આ પ્રમાણે દસ અક્ષરો બોલવાનો રિવાજ કરવો. અને દરેક માટે એકેક મિનિટ જેટલો વખત આપવો. દશ મિનિટને અંતે જેણે સૌથી વધારે નામ લખ્યાં હોય તે જીત્યું ગણાય અને બીજાઓને લખાવવાનો હક મેળવે.

જાદુઇ દોરી

એક દોરી લઈને તેને અડધે ભાગે લાલ અને અડધે ભાગે ભૂરી રંગો. પછી એક ખાલી ફીરકી (દોરાની) લેવી. દોરાના બંને છેડા તેના વચલા કાણામાંથી સામસામા પસાર કરો અને બહાર નીકળે એટલે તેને ગાંઠી દો. હવે તમારો જાદુ શરૂ થશે. દોરીની ગાંઠવાળો ભાગ હાથમાં રાખો ને નીચેનો ભાગ પગમાં ભેરવો. પછી ફીરકીને બીજા હાથ વડે ઊંચેથી નીચે ને નીચેથી ઊંચે સરકાવો એટલે લાલ દોરો ભૂરો બની જતો અને ભૂરો દોરો લાલ બની જતો દેખાશે.

વરવહુનાં ફળ

કયાં વરવહુનાં નામ ફળોએ ચોરી લીધાં છે? રામ સીતાનાં. રામફળ તમે ખાધાં છે? સીતાફળ તો ખાધાંજ હશે.

## કહેવત કઈ?

(૧) હિનચ આં નેચ સા

(૨) ળ ધુનીળ ધુ લેટ પોનેરચો

(૩) ભરાસક તારકૂડેત હિન

(૪) આ બ પ ળ સ નમા હિન
હિ ન ળ જ ન માસ ધમે

(૫) મરે ભુરેકાકા કમતેક

આ પાંચ કહેવતોના અક્ષરો ઉલટપાલટ થઇ ગયા છે તે બરાબર ક્રમવાર ગોઠવી કહેવત શોધી કાઢો. શોધ્યા પછી જવાબ છેલ્લે પાને જોજો. શોધતા પહેલાં જોઇ લેવાનું આળસ કરશો નહિ.

## શબ્દ ચોરસ

| | |
|---|---|
| મ ગ જ | ર ત ન |
| ગ ર મ | ત રા ક |
| જ મ ણ | ન ક લ |
| અ સ ર | ટે બ લ |
| સ લા મ | બ ગા ડ |
| ર મ ત | લ ડ ત |

આવા શબ્દચોરસો તમે અમત, ફરાક, વજન, ખારેક વગેરેના બનાવો. ઘણી મઝા પડશે.

## રંગનું જાદુ

લાલ, પીળો ને વાદળી ત્રણ રંગમાંથી જુદા જુદા બીજા રંગ બને છે. હવે પીળામાં ધોળો ઉમેરીએ તો ઝાંખો પીળો થાય એ સૌ જાણે છે. તમારે થોડા મિત્રોને ભેગા કરી કહેવુંઃ હું રંગનું જાદુ કરૂં છું. તેમને એક વાડકીમાં પીળી ભૂકી ને બીજીમાં ધોળી ભૂકી બતાવવી. પછી બંને ભેગાં કરવાં. એટલે બધી ભૂકી લાલ લાલ થઇ જશે અને નટુ, રમુ, ચીમન, કાન્તિ બધા અજાયબી પામશે.

આવું કરવા માટે પીળા રંગને બદલે બારીક દળેલી હળદર લેવી અને ધોળા રંગને બદલે ઘૂંટેલો સંચોરો લેવો. એ બંનેને ભેગાં કરવાથી લાલ લાલ થઇ જશે. આ લાલ વસ્તુ તે કંકુ છે.

## શબ્દોની કિંમત

આપણી ભાષામાં ૨ બગડા જેવો છે. ૫ પાંચડા જેવો છે, લ સવા નવ જેવો છે, મ સવા ચાર જેવો છે. આવી રીતે આપણે આ અક્ષરોમાંથી બનેલા શબ્દોની આંકડામાં રકમ બનાવી શકીએ. જેમકેઃ

પાપ એટલે સવા દશ થાય

મામ એટલે પોણાનવ થાય

રમ એટલે સવા છ થાય
મમરા એટલે પોણા અગિયાર થાય
રામ એટલે સાડા છ થાય
લાલ એટલે પોણી ઓગણીસ થાય
મલમ એટલે પોણા અઢાર થાય

આવા બીજા શબ્દો શોધી કાઢો. અને પછી તેની આંકડારકમ કહી માંહોમાંહે તે શબ્દ શોધી કાઢવાના સવાલ પૂછો.

## અક્ષર ફેરવણીની રમત

દાવ લેનારે એક શબ્દ આપવો. બીજા રમનારાઓએ વારા ફરતી તે શબ્દમાં એકેક અક્ષર ફેરવતા જવો. એવી રીતે કે એક વાર ફેરવેલો અક્ષર મૂકવાથી જે શબ્દ બને તે આખો, અર્થવાળો શબ્દ હોવો જોઇએ. જેમકે:

મનુ દાવ લે છે. મનુ બોલ્યો: હું આકાશ શબ્દ બોલું છું.

એટલે ભાનુ કહેશે: હું શ ને બદલે ર મૂકું છું: આકાર.

તનસુખ કહેશે: હું કા ને બદલે ચા મૂકું છું: આચાર.

છેલ્લે ચીમન કહેશે: હું આ ને બદલે વિ મૂકું છું:

વિચાર. આ પ્રમાણે શબ્દના બધા અક્ષરો ફેરવાઇ ગયા. અને આકાશમાંથી વિચાર ઉત્પન્ન થયો. એ મુજબ નીચેના નમૂના જુઓ:

| | |
|---|---|
| ચાલાક | ક મળ |
| કલાક | ક મ ર |
| કલાસ | ક દ ર |
| કપાસ | ચા દ ર |

સીતાજીનો ચોટલો હોળો

પંડોળની પોળમાં
પંદર પગથિયાં
પંદર ચઢવાં
પંદર ઊતરવાં
જઇ મહાદેવનાં
દર્શન કરવાં
મહાદેવ પછાડી ઓટલો
હોળ્યો સીતાજીનો ચોટલો

પાનાંનો એક ખેલ

પાનાંની એક કેટમાં બાવન પત્તાં આવે છે. તેમાંથી

એકજ રંગનાં (એટલે ક્યાં તો કાળી કે ચોકટ, કે લાલ કે ફુલેવરનાં) તેર પાનાં લેવાં. આ પાનાંઓને એવી રીતે ગોઠવવાનાં છે કે તેની ચત્તી ઢગલી ગોઠવ્યા પછી છેક ઉપલું પાનું છેલ્લે ગોઠવીએ એટલે એક્કો આવે. તે કાઢી લઇ બીજું એક નીચે મૂકીએ એટલે દુરી આવે. તે લઇ બાજુએ મૂકી પાછું એક પાનું છેલ્લે ગોઠવીએ એટલે તીરી (તીગ્ગી) આવે. તે કાઢી લઇને વળી ઉપરનું પાનું છેલ્લે નાંખીએ એટલે ચોગ્ગો આવે. આમ ઠેઠ ક્રમવાર પંજો, છગ્ગો, સત્તો, અઠ્ઠો, નવ્વો, દસ્સો, ગુલામ, રાણી ને બાદશાહ એકેક પાનાંને અંતરેથી નીકળ્યાં જાય. કુલ પાનાં તેર જ હોય, એકે વત્તું નહિ.

તમે આમ ગોઠવવા પ્રયત્ન કરી જોજો. જવાબ છેલ્લે જુઓ.

## જનાવરોના દેશ

શાહમૃગ આફ્રિકામાં થાય છે.
કાંગારૂ આસ્ટ્રેલિયામાં થાય છે.
ચમરી ગાય હિમાલય પર રહે છે.
ઊંટ મારવાડમાં ઘણા હોય છે.
બળદ કડીના વખણાય છે.

## ફળ અને શાક

ક્યાં ફળમાં ને પ્યાલામાં કંઇ ફેર નથી?

જમરૂખ. કેમકે તે જામફળ છે. (જામ=પ્યાલો)

કયું શાક પહેરવામાં વપરાય છે?

ચોળી.

## પાસ એટલે શું?

પાસ=અસર (પાસ લાગવો તે)

પાસ=પરીક્ષામાં પસાર

પાસ=પાસે (કવિતામાં વપરાય)

પાસ= ટિકીટ (ઘણુંખરૂં મફતની)

## જલદી બોલી જુઓ

નીચેનાં વાક્યો જેમ બને તેમ ઝડપથી બોલાવાનો પ્રયત્ન કરજો. કંઇ ને કંઇ ભૂલ થયા વિના રહેશેજ નહિ.

સુપડામાં સાનીવાની વાની મેલી સાની ખાઉં

તાડ ઉપર કાગ બેઠો ઉતર કાગ તાડ ખાઉં

## આ રમત રમજો

આઠ દશ જણા રમનારા ભેગા થાય પછી બે જણાને દાવ લેવા માટે નક્કી કરવા. બંને જણાએ એક નાકે

જઈ મનમાં એક ધંધો નક્કી કરવો. અને તે ધંધાને લગતી એક વસ્તુ મનમાં ધારવી. પછી બીજાઓ પાસે જઈ કહેવું કેઃ ગાંધી લુંટાયો (અથવા મોદી લુંટાયો, સરૈયો લુંટાયો, સુખડિયો લુંટાયો, પસ્તાગિયો લુંટાયો વગેરે) કોણ કોણ કેટલા લે છે?

રમનારાઓ પોતપોતાની શક્તિ પ્રમાણે હું બે લઉં છું, હું ચાર લઉં છું એમ કહે છે. પછી પોતાની સંખ્યા પ્રમાણે તે ધંધાને લગતી વસ્તુઓનાં નામ દેવાનાં, એવી રીતે કે પેલાનું ધારેલું નામ ન આવવું જોઈએ.

ધારેલું નામ જેનામાં બોલતાં આવી જાય તે પકડાયો કહેવાય ને બાજુએ બેસે. આમ પકડાયા વગર જે સૌથી વધારે નામ બોલ્યો હોય તે હવે પછી દાવ લેવા જાય. દાખલા તરીકેઃ

કાન્તિ, શાન્તિ, રમણ, નવીન, બાબુ, બાલુ ને હીરો એટલા રમે છે. શરૂમાં કાન્તિ ને હીરો દાવ લેવા ગયા ને પસ્તાગિયો લુંટાયો એમ નક્કી કરી મનમાં કોબીનું નામ ધાર્યું. ને પછી બધા પાસે આવીને બોલ્યાઃ કાછીયો લુંટાયો. કોણ કેટલા લે છે?

શાન્તિ કહેઃ ચાર, રમણ કહેઃ પાંચ, નવીન કહેઃ બે, બાબુ કહેઃ એક ને બાલુ કહેઃ ત્રણ. પછી શાન્તિ બોલવા

માંડેઃ રતાળુ, તુરીયાં, સુરણ ને ચીભડાં.

રમણ કહેઃ કંટોળાં, કારેલાં, ભીંડા, ગુવાર, આદુ.

નવીન કહેઃ કાંદા ને ચોળી.

બાબુ કહેઃ કોબી–(બાબુ પકડાઇ ગયો ને બાતલ થયો.)

પછી રમણ ને હીરો દાવ લેવા જાય. આમ રમત ચાલુ રાખશો તો ઘણી મઝા પડશે.

## કરોળીઆ વિષે

કરોળીઆ તું પૂર્ણ કળાધર
જુક્તિએ શી રચતો જાળ
માખી મચ્છરને લલચાવી
થઇ બેસે તું તેનો કાળ
લાખ તણા તું તાર બનાવી
આડાંઅવળાં ગૂંથે ગૂઢ
વણાટ તેનો એવો બારીક
માણસ વણકર થાતો મૂઢ.

## ગણિતનો ચમત્કાર

૯ = ૯

૧૮ = ૧+૮ = ૯

૨૭ = ૨+૭ = ૯

૩૬ = ૩+૬ = ૯

૪૫ = ૪+૫ = ૯

૫૪ = ૫+૪ = ૯

૬૩ = ૬+૩ = ૯

૮૧ = ૮+૧ = ૯

૯૦ = ૯+૦ = ૯

૯×૧૯=૧૭૧ = ૧+૭+૧ = ૯

૯×૧૧૨=૧૦૦૮=૧+૦+૮= ૯

ટૂંકમાં નવને કોઈ પણ રકમે ગુણી જે આવે તેના આંકડાઓનો સરવાળો કરશો તો આ જ પ્રમાણે નવ આવશે.

## અંગ્રેજી શબ્દો

કોટ અંગ્રેજી શબ્દ છે. ડગલો ગુજરાતી શબ્દ છે.
પેન અંગ્રેજી શબ્દ છે. લેખણ ગુજરાતી શબ્દ છે.
ટેબલ અંગ્રેજી શબ્દ છે. મેજ ગુજરાતી શબ્દ છે.
સ્કુલ અંગ્રેજી શબ્દ છે. નિશાળ ગુજરાતી શબ્દ છે.
કમીશન અંગ્રેજી શબ્દ છે. વળતર ગુજરાતી શબ્દ છે.

## ઉપયોગી ચીજો

હરડે ખાવાથી દસ્ત સાફ આવે છે.

પીપર ખાવાથી ભૂખ વધારે લાગે છે.
સંચળ ખાવાથી વાયુ નાશ પામે છે.
ધાણાનો ઉપયોગ બુદ્ધિ વધારે છે.
લવંગ કફનો નાશ કરે છે.

## ક્યાંથી જવાય ?

સિનોર જવા મીંયાગામથી આગગાડી બદલાય.

પેટલાદ જવા આણંદથી ગાડી બદલાય.

લુણાવાડા જવા ગોધરાથી ગાડી બદલાય.

બારડોલી જવા સુરતથી ગાડી બદલાય.

આમોદ જવાને ભરૂચથી ગાડી બદલાય.

વઢવાણ જવા વીરમગામથી ગાડી બદલાય.

## સિંધવ ક્યાં ક્યાં થાયછે ?

સિંધવ નીચેનાં સ્થળોએ ખૂબ થાય છે:

જેલમ અને સિંધુ નદીની વચ્ચે આવેલી મેયો નામની ખાણોમાં.

ત્યાંથી ૭૦ માઈલ દૂર વારચા નામની ખાણોમાં.

ત્યાંથી સો માઇલ દૂર કાલાબાગની ખાણોમાં.

પેશાવર અને બન્નુની ખીણ વચ્ચેના પ્રદેશ—કોહાટમાં હિમાલયની પાસે.

## ઘાણીની ગમ્મત

વાંકું ચૂંકું લાકડું
ને ઉપર બેઠો હાઉ
મારૂં ઉખાણું ન છોડે
તેનું નાક કરડી ખાઉં

જવાબ: ઘાંચીની ઘાણી

## કહો જોઇએ

કયું જાનવર તોળવાના કામમાં આવે છે?

સિંહ; કેમકે તે શેર પણ કહેવાય છે.

ખેડા જીલ્લાનું કયું ગામ સ્ત્રીઓને મળતું આવે છે?

નાર; કમકે એ શબ્દનો અર્થ સ્ત્રી પણ થાય છે.

કયા આંકડા વગર કોઈ પણ ઘરને ચાલતું નથી?

બાર; કેમકે તેનો અર્થ બારણાં પણ થાય છે.

## એક ગમ્મત

એક કાગળ લ્યો. હાથમાં સીસાપેન રાખો. પછી તમારી આંખે પાટા બાંધો. ત્યાર બાદ કાગળ પર માણસના શરીરના જુદા જુદા ભાગો એક પછી છૂટા છૂટા ચીતરવાનો પ્રયત્ન કરો: જેમકે હાથ, પગ, માથું વગેરે. તે પતી રહે પછી તમારી આંખ ઉઘાડીને જુઓ એટલે તમારા પોતાના કામ પર તમને જ ખડખડ હસવું આવશે.

## ઊભો આડો સરવાળો

નીચે એક ત્રણ ખાનીઓ ચોરસ છે. તેના ઊભા ને આડા ને વાંકા (ચોકડીરૂપે) ખાનાંઓના સરવાળા બધી બાજુથી પન્દર થાય છે. ૧ થી નવ સુધીના આંકડાઓજ ઉપયોગમાં લીધા છે તે ધ્યાન રાખીને જુઓ.

૧૫

| | | | |
|---|---|---|---|
| ૨ | ૭ | ૬ | |
| ૯ | ૫ | ૧ | ૧૫ |
| ૪ | ૩ | ૮ | |

૧૫ ૧૫

આ બીજું એવું છે જેનો સરવાળો ઊભો ને આડો એકવીસ થાય છે. પરંતુ તેમાં ૨ થી ૧૨ સુધીના આંકડાઓ પૂરા નથી; ૩ અને ૧૧ ખૂટે છે. આવા અક્ષર ચોરસો તમે ૧૧, ૩૧, ૫૧ માટે બનાવવા પ્રયત્ન કરજો.

૨૧

| | | | | |
|---|---|---|---|---|
| | ૭ | ૧૨ | ૨ | |
| ૨૧ | ૮ | ૪ | ૯ | ૨૧ |
| | ૬ | ૫ | ૧૦ | |

૨૧

## ગવૈયાને શું નકામું?

હિંગ, મરચું ને આમલી,
સોપારી ને તેલ;
જો ગાવાનો ખપ પડે તો
પાંચે વસ્તુ મેલ.

## યાદદાસ્ત

તમારી યાદશક્તિ કાચી છે? ના રે ના. એવું કંઈજ નથી. જુઓ. નીચેના ચોવીસ શબ્દ તમે એકજ વાર વાંચી જાઓ. પછી ચોપડી બંધ કરી દો, અને બોલવા માંડો. તમે બધા શબ્દો જરા પણ ભૂલ વગર બોલી શકશો.

| | | |
|---|---|---|
| ૧ મગજ | ૯ માટલું | ૧૭ હલેસું |
| ૨ મગર | ૧૦ ઘડો | ૧૮ ખલાસી |
| ૩ ગરમ | ૧૧ દોરડું | ૧૯ દરિયો |
| ૪ રમણ | ૧૨ કૂવો | ૨૦ દડીઓ |
| ૫ ગમન | ૧૩ ટાંકું | ૨૧ પત્રાળી |
| ૬ ગમ્મત | ૧૪ નદી | ૨૨ લાડુ |
| ૭ હિંમત | ૧૫ તળાવ | ૨૩ દૂધપાક |
| ૮ મતલબ | ૧૬ હોડી | ૨૪ ભજિયાં |

## જાણવા જોગ

આમોદના ચપ્પુ વખણાય છે.
જામનગરની મિઠાઇ વખણાય છે.
ઘોઘાના ગાંઠિયા વખણાય છે.
ભરૂચનો ગુંદરપાક વખણાય છે.
ધોળકાનાં જમરૂખ બહુ વખણાય છે.
ચલાળાનાં દાડમ ઠેઠ વિલાયત જાય છે.

## ખાર એટલે

ખાર=મીઠું અને તેના જેવા ખારા તત્વો (ક્ષાર)
ખાર=વેરબુદ્ધિ, દ્વેષ
ખાર=મુંબઇ પાસે ગામનું નામ છે.

## હારના અર્થ

હાર એટલે ફૂલની માળા
હાર એટલે લઢાઇમાં પરાજય
હાર એટલે ઓળ, પંગત (હારબંધ ઊભા રહેવું તે)

## ટકવાળા શબ્દો

છેલ્લે 'ટક' એ બે અક્ષરથી પૂરા થતા કેટલા શબ્દો

તમને જડે છે ? એક કાગળ પેન્સીલ લઈ લખવા બેસો.
જુઓ, થોડાં આપ્યાં છે.

નાટક, ચેટક, અટક, કટક.

તમને શું ભાવે છે ?

અમલસાડમાં કેરી ઘણી થાય છે.
સુંથમાં કોળાં ઘણાં થાય છે.
વસાઇમાં કેળાં ઘણાં થાય છે.
રાજકોટમાં તડબૂચ ઘણાં થાય છે.
ડુમસમાં ફાલસા સારા થાય છે.

અથાણાં કેટલી જાતનાં ?

કેરીનું અથાણું થાય.
લીંબુનું અથાણું થાય.
ગુંદાંનું અથાણું થાય.
વાંસનું અથાણું થાય.
બોરનું અથાણું થાય.
ગરમલનું અથાણું થાય.
ખારેકનું અથાણું થાય.
સુરણ અને બટાટાને રાઇ દઇને તેનું અથાણું કરી શકાય.

## મુખ્ય ધર્મ કયા ?

ચીના લોકો બૌદ્ધ ધર્મ પાળે છે.

આરબ લોકો મુસલમાન ધર્મ પાળે છે.

ઇંગ્રેજ લોકો ખ્રિસ્તિ ધર્મ પાળે છે.

પારસી લોકો જરથોસ્તી ધર્મ પાળે છે.

## એ ગામનું નામ શું ?

એક હવા ખાવાનું સ્થળ છે. તેના નામના ત્રણ અક્ષર છે. તેમાં છેલ્લો ને પહેલો મળી રસ્તો થાય છે. છેલ્લો ને વચલો ખુશી બતાવે છે અને પહેલો ને ત્રીજો ને બીજો એક પછી એક ગોઠવીએ તો માલ વેચવાની એક જાતની રીત જણાય છે. તો એ ગામ કયું ?

(જવાબ છેલ્લે પાને જુઓ)

## એ શું ?

નહિ વાંસલો, નહિ વિંધણું
નહિ કારીગર સુતાર
અધ્ધર ઘર ચણાવિયાં
રાજા ભોજ કરે વિચાર

એ શું ?............................સુગરીનો માળો

બધાં પક્ષીઓમાં સૌથી સરસ માળો બાંધવાની કળા સુગરીને આવડે છે.

**આ સાંભળ્યું છે ?**

ખાટ ખટુકે, ખાટે કડાં
ખાટે બેઠાં બે જણાં
ભાંગે સોંપારી ને ચાવે પાન
બે જણા વચ્ચે બાવીસ પાન

જવાબ=રાવણ ને મંદોદરી.

**પાનની પટ્ટી લાલમલાલ**

કોણે હિમાળો સેવિયો
કોણે સેવી આગ
કોણે કરવત મૂકાવિઉં
ને કઇ રાણીને કાજ ?

જવાબ

કાથે હિમાળો સેવિયો
ને ચૂને સેવી આગ
સોપારીએ કરવત મૂકાવિયાં
રાણી નાગરવેલને કાજ

કાથો ખેરના ઝાડમાંથી થાય છે. ખેરનાં ઝાડ પહાડો પર અને ઠંડીમાંજ થાય છે.

## ધૂમકેતુનો ખેલ.

આ ખેલમાં ગમે તેટલાં ગમે તે પાનાં લેવાં અને તેને નીચેના એટલે પૂંછડિયા તારાના આકારમાં ગોઠવવાં. આ પ્રમાણેઃ



હવે તમારે ભેગા થયેલા ભાઇઓને કહેવું કે હું બીજા ઓરડામાં જાઉં છું. તે દરમ્યાન તમારા મનમાં ગમે તે આંકડો ધારો. આ આંકડો જેટલા પાનાં ગોઠવ્યા હોય તેની સંખ્યાથી વધારે હોવો ન જોઇએ. જેમકે આકૃતિમાં એકત્રીસ પાનાં ગોઠવ્યા છે તો એકત્રીસ સુધીનો ગમે તે આંકડો ધારી શકાય. અગિયાર, સાત, પાંચ, પચીસ ગમે

તે. પછી પૂછડાથી દરેક પાના પર ટકોરી મારતાં મારતાં ચક્કરમાં બાજુવાળી દિશાએ જવું. આંકડા જેટલી ટકોરી મરાઇ રહે એટલે છેલ્લી ટકોરીવાળા પાનાથી ઊંધા ફરી પાછી તેટલી જ ટકોરી ચક્કરમાં મારવી. (પૂછડામાં જવું નહિ) અને તે છેલ્લું પાનું જોઈ લેવું, તથા યાદ રાખવું. પછી મને બોલાવજો એટલે હું આવીને તેર ટકોરીઓ મારીશ. તે તેરમાં તમારૂં પાનું આવે છે કે કેમ તે તમારે મને કહેવું. એટલે હું તમને તે પાનું શું છે તે કહી આપીશ.

આ ખેલની જુક્તિ એવી છે કે પૂછડીમાં જેટલા પાનાં હોય તેટલામું ટકોરીની દિશાથી ઊંધી બાજુનું પાનું ધૂમકેતુ ગોઠવતી વખતે પહેલાંથી જોઇ લેવું. એકજ પાનું ન જોવું. બધાંને જોવાનો ડોળ કરવો અને તે પાનું યાદ રાખવું. ધારનારો ગમે તે સંખ્યા મનમાં ધારશે પરંતુ તેની ટકોરીઓ પરથી પાનું તેજ આવશે. આકૃતિમાં તે પાના પાસે નિશાની કરેલી છે. પાનાં બદલ્યા શિવાય ખેલ બે વાર કરશો તો યુક્તિ પકડાઈ જશે.

## અજબ શાહી

એક સાબુનો ટુકડો લ્યો. તેને જરા ભીનો કરી તેના વડે એક કાગળ પર તમારૂં નામ લખો અથવા

ગમે તે લખો. કાગળ કોરોજ દેખાશે. પછી તેને પાણીમાં બોળી આંખ સામે ધરો એટલે તે અક્ષરો ચોકખા દેખાશે.

વિલાયતના લોકોમાં એવો ધારો છે, કે એપ્રિલ મહિનાની પહેલી તારીખે ગમે તે માણુસ ગમે તેની ગમે તેવી મશ્કરી કરી શકે. તે દિવસે મિત્રો આવી રીતે ગમે તેવું મશ્કરીનું લખાણુ લખી એકબીજાને મોકલી આપે છે.

## પાણીની નીચે સાથિયો

એક થાળી લેવી. તેની અંદર સહેજ દીવેલ ચોપડી દેવું. પછી તે ઉપર રંગ વડે સાથિયો કે ગમે તે ચિત્ર પાડવું. થોડી વાર પછી તેના ઉપર ધીમે ધીમે ઝીણી ધારે પાણી રેડો અને થાળી ભરી દો. સાચવીને પાણી રેડશો તો સાથિયો જરા પણુ ભૂસાયા વિના જેમનો તેમ રહેશે, અને દીવેલનો પાસ દેખાશે નહિ, એટલે જોનારાઓ અજાયબી પામશે.

## જવાબો

ચીમન, વામન, ચીન, સાત....હજીરા....સત્તો એકકો, નવો દૂરી, અઠ્ઠો તીરી, ગુલામ ચોગ્ગો, નવ્વો પંજો, બાદશાહ છગ્ગો, આ પ્રમાણુના ક્રમમાં તેર પાનાંને

ગોઠવી દેવા. તે પછી એકેક પાનાને આંતરે કાઢયા જવાથી ઠેઠ સુધી ક્રમ જળવાઇ રહેશે. આવી રીતે બે પાનાંનો અને ત્રણ પાનાંનો આંતરો પણ બનાવી શકાય.

(૧) સાચને આંચ નહિ (૨) ચોરને પોટલે ધૂળની ધૂળ (૩) ભસતા કૂતરા કરડે નહિ (૪) આપ સમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ (૫) કામ કરે તે કામણ કરે.

સલામ આલેકુમ

ભજવવાં જેવાં—ભજવવાં સહેલાં
ભજવાયેલાં ને સફળ નીવડેલાં
ભજવવાની સૂચનાઓ સાથે
ભજવવાની છૂટ સાથે
નાટિકાઓ—પ્રહસનો—એકપાત્રકો
સંવાદો—સંવાટિકાઓ—નાટકોની

## "ચાલો ભજવીએ" ગ્રંથમાળા

| | | | |
|---|---|---|---|
| ભાગ | ૧ | લો | ૦–૪–૦ |
| ભાગ | ૨ | જો | ૦-૧૦-૦ |
| ભાગ | ૩ | જો | ૦–૮–૦ |
| ભાગ | ૪ | થો | ૦-૧૨-૦ |
| ભાગ | ૫ | મો | ૦–૮–૦ |
| ભાગ | ૬ | ઠ્ઠો | ૦–૮–૦ |
| ભાગ | ૭ | મો | ૦-૧૦-૦ |
| ભાગ | ૮ | મો | ૦–૮–૦ |
| ભાગ | ૯ | મો | ૦-૧૦-૦ |
| ભાગ | ૧૦ | મો | ૦–૪–૦ |
| ભાગ | ૧૧ | મો | ૧–૪–૦ |
| ભાગ | ૧૨ | મો | ૧–૨–૦ |

**આખો સટ રૂા ૭ાા માં** ટ. ખ. જુદું

વાંચન સાહિત્ય તરીકે પણ
આ નાટ્યપુસ્તકોનું મૂલ્ય ઓછું
અંકાતું નથી, એ એની વિશિષ્ટતા છે.

ગાં ડી વ

દરેક ઘરમાં વસાવવા લાયક

# ગાંડીવ કુમારમાળા

ઊગતી પ્રજાને તેજસ્વી બનાવ-
નારૂં શૂરાતન અને પરાક્રમનું
અત્યંત રસભર વાંચન

●

| | | |
|---|---|---|
| ૧ | ગોરીલાનો પ્રેમ | ૦॥ |
| ૨ | પૂછડિયાના પ્રદેશમાં | ૦॥ |
| ૩ | શિકારિકા-૧ | ૦॥ |
| ૪ | ગેબી સૃષ્ટિ-૧ | ૧॥ |
| ૫ | ” -૨ | |
| ૬ | શિકારિકા -૨ | ૦॥ |
| ૭ | ચાંદા પર ચઢાઈ | ૦॥ |
| ૮ | આફતે મર્દ | ૧ |
| ૯ | મોતના પંજામાં | ૦॥ |
| ૧૦ | ચીણુગારી | ૦॥। |
| ૧૧ | લલ્લુ | ૦॥= |
| ૧૨ | સંકટની શોધમાં | ૧)= |
| ૧૩ | જોતીઆ સરદાર | ૧॥ |
| ૧૪ | માયાવી દેશ | ૧। |
| ૧૫ | ટૉમી અને બીજી વાતો | ૧। |

દરેક ગ્રંથભંડાર વેચે છે.